૩૪૫૮

ગૂજરાતી પ્રાયમરી નિશાળના ધોરણ પ-
હેલાની સઘળી બાબતોની ખુલાસાવાર

# નોટ.



(સુધારા વધારા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર)

કુંવરજી ગગજી ભટ્ટ.

( પાણશીણાવાળા. )

સ્કુલ એન્ડ પોષ્ટમાસ્તર

લુણીધાર પ્રાંત કાઠિઆવાડ.

આવૃત્તિ બીજી.

अमदावाद

આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૪ સન ૧૮૮૮.

કિંમત ૦—૧—૬

# દીબાચો.

આ નોટ બનાવવાનો હેતુ એ છે જે હાલમાં જૂદા જૂદા વિષયપર ઘણાં પુસ્તકો રચાએલાં છે; પરંતુ ભણનારાઓને તે બુકોનાં જાદે ખર્ચ, મહેનત ને રોકાતો વખત મુંઝવણમાં નાંખી દે છે. તોપણ જોઇએ તેવો હેતુ પાર પડતો નથી, તે પાર પાડવાના ઇરાદાથી આવી નોટોની જરૂર જાણી આ નોટબુક સેવામાં મુકું છું.

આ પુસ્તક રચવામાં અહીંના પટેલ વઘાશીઆ કાનજી પ્રેમજીએ નાણાંની મદદ આપી છે; તેથી તેમનો ઉપકાર માનું છું.

આ મારો પહેલો પ્રયત્ન છે માટે તેમાં કંઇ ચૂક જણાય તો વાંચનારી આલમ દરગૂજર કરશો. તેમજ તે તથા કાંઇ સુધારવા જેવું જણાય તે મહેરબાની કરી લખશો, તો બીજી આવૃત્તિમાં ઉપકાર સાથે સુધારીશું.

ગ્રંથકર્ત્તા.

———:०:———

# પ્રસ્તાવના.

આંક ધોરણ મુજબ અગીઆરના પાડાથી શરૂ કરી સવાયાં પૂરાં કરાવવાં દરમીઆન પાછલા પાડા પાકા થવા જોઇએ. આ પ્રમાણે વખત પત્રક રાખી આ તથા નીચેની બાબતો અભ્યાસ પત્રકને અનુસરી કરવી જોઇએ. સંખ્યા આ ધોરણને દશ હજાર અવળી સવળી પરિમાણ તરીકે માંડતાં શીખવી તે બસછે. ગુજરાતી મુળાક્ષરો મોટાણુ બહારના વર્ગમાં શિખ્યા હોય તે પાકા થતાં ગુજરાતી પહેલી ચોપડીના અનુક્રમ પાઠ આ સાથે જણાવેલા શબ્દાર્થ અનુસરી કરવા; સાથે બાળબોધી મુળાક્ષરો તથા આંકડા શીખવા. સવારે રજા આપતાં કવાયત તથા સાંજે રજા આપતાં જણાવેલી કસરત કરાવવાથી, તેના શરીરનો બાંધો મજબૂત થશે, અને છોકરાંને આનંદ થવાથી નિશાળમાં આવવાનું તથા ભણવું ખુશકારક લાગશે. લખોટા યંત્રની મદદથી આંક શિખવ્યા હોયતો અનુભવ સિદ્ધ જ્ઞાન થવાથી સદાકાળ આંક રમણ થોડી વખત તથા થોડી મહેનતે થશે. આંક અને બારાખડીની પરીક્ષાના સવાલ પ્રમાણે પલાખાં તથા શબ્દ હમેશાં લખાવવા.

—:o:—

# અનુક્રમણિકા.



———:o:———

"ડાકડા."  "૧ લું ધોરણ."

"૧૦૦—૧ લો વિષય—આંક, દેશીહિસાબ ભાગ ૧ લા-
માંથી સવાયા પર્યંત ( સહીત )
એટલે તે લખોટાયંત્રનો ઉપયોગ."

"૧૦૦—૨ જો વિષય—૧ લી [1]ચોપડી વાંચવી; સાથમાં
ગાતું; સામાન્ય જ્ઞાનના પાઠ."

"૧૦૦—૩ જો વિષય—બારાખડી પુરી પાટી અથવા સ્લેટ
ઉપર સફેદાને પાણીથી શીખેલા
પાઠ લખવા.

---

૧ જ્યાં સરકારી વાંચનમાળાની ચોપડીનું નામ લખેલું હોય, ત્યાં તેવીજ મુશ્કેલીની અને માન્ય ગુણોવાળી બીજી કોઇ ચોપડી પણ આ ખાતાની તરફથી કબુલ રાખવામાં આવશે.

## " બાર સારી શીખામણો. "

"૧ વખતસર અને નિયમીત રીતે હાજર રહેવું."

"૨ શરીર તથા કપડાં ચોખ્ખાં રાખવાં."

"૩ વિવેકથી ને નરમાસથી વર્त્તવું."

"૪ પોતાના વર્ગમાંજરહેવું; આમતેમ ફરતા ફરવું નહિ."

"૫ પાઠ ચાલતી વેળા વાતચિત્ત કરવી નહિ."

"૬ દફતર પાસેનું પાસે રાખવું."

"૭ જે લખવાનું હોય તે સંભાળીને લખવું."

"૮ પાઠ ચાલતી વખત બનતાં સુધી વર્ગમાંથી જવાની રજા માગવી નહિ."

"૯ વગર રજાએ શિક્ષક સાથે કંઈ બોલવું નહિ."

"૧૦ જેમ બને તેમ ઉપર નંબર રાખવા મહેનત કરવી."

"૧૧ શિક્ષક કહે તેપર ધ્યાન આપવું; અને તેમની મર્યાદા રાખવી."

"૧૨ હમેશા પોતાના પાઠ સારીરીતે સમજી તૈયાર કરવા."

## નિશાળના વખતનું વખત પત્રક.

| ૭થી ૭॥ | ૭॥થી ૮ | ૮॥થી ૯ | ૯થી ૧૦ | ૨થી ૩ | ૪થી ૫ | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| વાંચન. | ગાવું. | સામાન્ય જ્ઞાનપાઠ | આંક. | બારાક્ષરી. | અક્ષર. | રવિવાર, બુધવાર, વિગેરે છુટીમાં પાછલી બાબતો કરવી. |

## ખાનગી વખતનું વખત પત્રક.

| ૧૦થી ૧૦॥ | ૧૦॥થી ૧૨ | ૧૨થી ૧ | ૧થી ૨ | ૫થી ૬ | ૬થી ૬॥ | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| જમવું. | વાંચન. | ગાવું. | બારાક્ષરી. | આંક. | જમવું. | રવિવાર, બુધવાર વિગેરે છુટીમાં પાછલી બાબતો કરવી. |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ११ | १ | ११ | १२ | १ | १२ | १३ | १ | १३ | १४ | १ | १४ | १५ | १ | १५ |
| ११ | २ | २२ | १२ | २ | २४ | १३ | २ | २६ | १४ | २ | २८ | १५ | २ | ३० |
| ११ | ३ | ३३ | १२ | ३ | ३६ | १३ | ३ | ३९ | १४ | ३ | ४२ | १५ | ३ | ४५ |
| ११ | ४ | ४४ | १२ | ४ | ४८ | १३ | ४ | ५२ | १४ | ४ | ५६ | १५ | ४ | ६० |
| ११ | ५ | ५५ | १२ | ५ | ६० | १३ | ५ | ६५ | १४ | ५ | ७० | १५ | ५ | ७५ |
| ११ | ६ | ६६ | १२ | ६ | ७२ | १३ | ६ | ७८ | १४ | ६ | ८४ | १५ | ६ | ९० |
| ११ | ७ | ७७ | १२ | ७ | ८४ | १३ | ७ | ९१ | १४ | ७ | ९८ | १५ | ७ | १०५ |
| ११ | ८ | ८८ | १२ | ८ | ९६ | १३ | ८ | १०४ | १४ | ८ | ११२ | १५ | ८ | १२० |
| ११ | ९ | ९९ | १२ | ९ | १०८ | १३ | ९ | ११७ | १४ | ९ | १२६ | १५ | ९ | १३५ |
| ११ | १० | ११० | १२ | १० | १२० | १३ | १० | १३० | १४ | १० | १४० | १५ | १० | १५० |
| | | ६०५ | | | ६६० | | | ७१५ | | | ७७० | | | ८२५ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १६ | १ | १६ | १७ | १ | १७ | १८ | १ | १८ | १९ | १ | १९ | २० | १ | २० |
| १६ | २ | ३२ | १७ | २ | ३४ | १८ | २ | ३६ | १९ | २ | ३८ | २० | २ | ४० |
| १६ | ३ | ४८ | १७ | ३ | ५१ | १८ | ३ | ५४ | १९ | ३ | ५७ | २० | ३ | ६० |
| १६ | ४ | ६४ | १७ | ४ | ६८ | १८ | ४ | ७२ | १९ | ४ | ७६ | २० | ४ | ८० |
| १६ | ५ | ८० | १७ | ५ | ८५ | १८ | ५ | ९० | १९ | ५ | ९५ | २० | ५ | १०० |
| १६ | ६ | ९६ | १७ | ६ | १०२ | १८ | ६ | १०८ | १९ | ६ | ११४ | २० | ६ | १२० |
| १६ | ७ | ११२ | १७ | ७ | ११९ | १८ | ७ | १२६ | १९ | ७ | १३३ | २० | ७ | १४० |
| १६ | ८ | १२८ | १७ | ८ | १३६ | १८ | ८ | १४४ | १९ | ८ | १५२ | २० | ८ | १६० |
| १६ | ९ | १४४ | १७ | ९ | १५३ | १८ | ९ | १६२ | १९ | ९ | १७१ | २० | ९ | १८० |
| १६ | १० | १६० | १७ | १० | १७० | १८ | १० | १८० | १९ | १० | १९० | २० | १० | २०० |
| | | ८८० | | | ९३५ | | | ९९० | | | १०४५ | | | ११०० |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ૧ | ૨૧ | ૨૨ | ૧ | ૨૨ | ૨૩ | ૧ | ૨૩ | ૨૪ | ૧ | ૨૪ | ૨૫ | ૧ | ૨૫ |
| ૨૧ | ૨ | ૪૨ | ૨૨ | ૨ | ૪૪ | ૨૩ | ૨ | ૪૬ | ૨૪ | ૨ | ૪૮ | ૨૫ | ૨ | ૫૦ |
| ૨૧ | ૩ | ૬૩ | ૨૨ | ૩ | ૬૬ | ૨૩ | ૩ | ૬૯ | ૨૪ | ૩ | ૭૨ | ૨૫ | ૩ | ૭૫ |
| ૨૧ | ૪ | ૮૪ | ૨૨ | ૪ | ૮૮ | ૨૩ | ૪ | ૯૨ | ૨૪ | ૪ | ૯૬ | ૨૫ | ૪ | ૧૦૦ |
| ૨૧ | ૫ | ૧૦૫ | ૨૨ | ૫ | ૧૧૦ | ૨૩ | ૫ | ૧૧૫ | ૨૪ | ૫ | ૧૨૦ | ૨૫ | ૫ | ૧૨૫ |
| ૨૧ | ૬ | ૧૨૬ | ૨૨ | ૬ | ૧૩૨ | ૨૩ | ૬ | ૧૩૮ | ૨૪ | ૬ | ૧૪૪ | ૨૫ | ૬ | ૧૫૦ |
| ૨૧ | ૭ | ૧૪૭ | ૨૨ | ૭ | ૧૫૪ | ૨૩ | ૭ | ૧૬૧ | ૨૪ | ૭ | ૧૬૮ | ૨૫ | ૭ | ૧૭૫ |
| ૨૧ | ૮ | ૧૬૮ | ૨૨ | ૮ | ૧૭૬ | ૨૩ | ૮ | ૧૮૪ | ૨૪ | ૮ | ૧૯૨ | ૨૫ | ૮ | ૨૦૦ |
| ૨૧ | ૯ | ૧૮૯ | ૨૨ | ૯ | ૧૯૮ | ૨૩ | ૯ | ૨૦૭ | ૨૪ | ૯ | ૨૧૬ | ૨૫ | ૯ | ૨૨૫ |
| ૨૧ | ૧૦ | ૨૧૦ | ૨૨ | ૧૦ | ૨૨૦ | ૨૩ | ૧૦ | ૨૩૦ | ૨૪ | ૧૦ | ૨૪૦ | ૨૫ | ૧૦ | ૨૫૦ |
| | | ૧૧૫૫ | | | ૧૨૧૦ | | | ૧૨૬૫ | | | ૧૩૨૦ | | | ૧૩૭૫ |
| ૨૬ | ૧ | ૨૬ | ૨૭ | ૧ | ૨૭ | ૨૮ | ૧ | ૨૮ | ૨૯ | ૧ | ૨૯ | ૩૦ | ૧ | ૩૦ |
| ૨૬ | ૨ | ૫૨ | ૨૭ | ૨ | ૫૪ | ૨૮ | ૨ | ૫૬ | ૨૯ | ૨ | ૫૮ | ૩૦ | ૨ | ૬૦ |
| ૨૬ | ૩ | ૭૮ | ૨૭ | ૩ | ૮૧ | ૨૮ | ૩ | ૮૪ | ૨૯ | ૩ | ૮૭ | ૩૦ | ૩ | ૯૦ |
| ૨૬ | ૪ | ૧૦૪ | ૨૭ | ૪ | ૧૦૮ | ૨૮ | ૪ | ૧૧૨ | ૨૯ | ૪ | ૧૧૬ | ૩૦ | ૪ | ૧૨૦ |
| ૨૬ | ૫ | ૧૩૦ | ૨૭ | ૫ | ૧૩૫ | ૨૮ | ૫ | ૧૪૦ | ૨૯ | ૫ | ૧૪૫ | ૩૦ | ૫ | ૧૫૦ |
| ૨૬ | ૬ | ૧૫૬ | ૨૭ | ૬ | ૧૬૨ | ૨૮ | ૬ | ૧૬૮ | ૨૯ | ૬ | ૧૭૪ | ૩૦ | ૬ | ૧૮૦ |
| ૨૬ | ૭ | ૧૮૨ | ૨૭ | ૭ | ૧૮૯ | ૨૮ | ૭ | ૧૯૬ | ૨૯ | ૭ | ૨૦૩ | ૩૦ | ૭ | ૨૧૦ |
| ૨૬ | ૮ | ૨૦૮ | ૨૭ | ૮ | ૨૧૬ | ૨૮ | ૮ | ૨૨૪ | ૨૯ | ૮ | ૨૩૨ | ૩૦ | ૮ | ૨૪૦ |
| ૨૬ | ૯ | ૨૩૪ | ૨૭ | ૯ | ૨૪૩ | ૨૮ | ૯ | ૨૫૨ | ૨૯ | ૯ | ૨૬૧ | ૩૦ | ૯ | ૨૭૦ |
| ૨૬ | ૧૦ | ૨૬૦ | ૨૭ | ૧૦ | ૨૭૦ | ૨૮ | ૧૦ | ૨૮૦ | ૨૯ | ૧૦ | ૨૯૦ | ૩૦ | ૧૦ | ૩૦૦ |
| | | ૧૪૩૦ | | | ૧૪૮૫ | | | ૧૫૪૦ | | | ૧૫૯૫ | | | ૧૬૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧ ૧ ૩૧ | ૩૨ ૧ ૩૨ | ૩૩ ૧ ૩૩ | ૩૪ ૧ ૩૪ | ૩૫ ૧ ૩૫ |
| ૩૧ ૨ ૬૨ | ૩૨ ૨ ૬૪ | ૩૩ ૨ ૬૬ | ૩૪ ૨ ૬૮ | ૩૫ ૨ ૭૦ |
| ૩૧ ૩ ૯૩ | ૩૨ ૩ ૯૬ | ૩૩ ૩ ૯૯ | ૩૪ ૩ ૧૦૨ | ૩૫ ૩ ૧૦૫ |
| ૩૧ ૪ ૧૨૪ | ૩૨ ૪ ૧૨૮ | ૩૩ ૪ ૧૩૨ | ૩૪ ૪ ૧૩૬ | ૩૫ ૪ ૧૪૦ |
| ૩૧ ૫ ૧૫૫ | ૩૨ ૫ ૧૬૦ | ૩૩ ૫ ૧૬૫ | ૩૪ ૫ ૧૭૦ | ૩૫ ૫ ૧૭૫ |
| ૩૧ ૬ ૧૮૬ | ૩૨ ૬ ૧૯૨ | ૩૩ ૬ ૧૯૮ | ૩૪ ૬ ૨૦૪ | ૩૫ ૬ ૨૧૦ |
| ૩૧ ૭ ૨૧૭ | ૩૨ ૭ ૨૨૪ | ૩૩ ૭ ૨૩૧ | ૩૪ ૭ ૨૩૮ | ૩૫ ૭ ૨૪૫ |
| ૩૧ ૮ ૨૪૮ | ૩૨ ૮ ૨૫૬ | ૩૩ ૮ ૨૬૪ | ૩૪ ૮ ૨૭૨ | ૩૫ ૮ ૨૮૦ |
| ૩૧ ૯ ૨૭૯ | ૩૨ ૯ ૨૮૮ | ૩૩ ૯ ૨૯૭ | ૩૪ ૯ ૩૦૬ | ૩૫ ૯ ૩૧૫ |
| ૩૧ ૧૦ ૩૧૦ | ૩૨ ૧૦ ૩૨૦ | ૩૩ ૧૦ ૩૩૦ | ૩૪ ૧૦ ૩૪૦ | ૩૫ ૧૦ ૩૫૦ |
| ૧૭૦૫ | ૧૭૬૦ | ૧૮૧૫ | ૧૮૭૦ | ૧૯૨૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬ ૧ ૩૬ | ૩૭ ૧ ૩૭ | ૩૮ ૧ ૩૮ | ૩૯ ૧ ૩૯ | ૪૦ ૧ ૪૦ |
| ૩૬ ૨ ૭૨ | ૩૭ ૨ ૭૪ | ૩૮ ૨ ૭૬ | ૩૯ ૨ ૭૮ | ૪૦ ૨ ૮૦ |
| ૩૬ ૩ ૧૦૮ | ૩૭ ૩ ૧૧૧ | ૩૮ ૩ ૧૧૪ | ૩૯ ૩ ૧૧૭ | ૪૦ ૩ ૧૨૦ |
| ૩૬ ૪ ૧૪૪ | ૩૭ ૪ ૧૪૮ | ૩૮ ૪ ૧૫૨ | ૩૯ ૪ ૧૫૬ | ૪૦ ૪ ૧૬૦ |
| ૩૬ ૫ ૧૮૦ | ૩૭ ૫ ૧૮૫ | ૩૮ ૫ ૧૯૦ | ૩૯ ૫ ૧૯૫ | ૪૦ ૫ ૨૦૦ |
| ૩૬ ૬ ૨૧૬ | ૩૭ ૬ ૨૨૨ | ૩૮ ૬ ૨૨૮ | ૩૯ ૬ ૨૩૪ | ૪૦ ૬ ૨૪૦ |
| ૩૬ ૭ ૨૫૨ | ૩૭ ૭ ૨૫૯ | ૩૮ ૭ ૨૬૬ | ૩૯ ૭ ૨૭૩ | ૪૦ ૭ ૨૮૦ |
| ૩૬ ૮ ૨૮૮ | ૩૭ ૮ ૨૯૬ | ૩૮ ૮ ૩૦૪ | ૩૯ ૮ ૩૧૨ | ૪૦ ૮ ૩૨૦ |
| ૩૬ ૯ ૩૨૪ | ૩૭ ૯ ૩૩૩ | ૩૮ ૯ ૩૪૨ | ૩૯ ૯ ૩૫૧ | ૪૦ ૯ ૩૬૦ |
| ૩૬ ૧૦ ૩૬૦ | ૩૭ ૧૦ ૩૭૦ | ૩૮ ૧૦ ૩૮૦ | ૩૯ ૧૦ ૩૯૦ | ૪૦ ૧૦ ૪૦૦ |
| ૧૯૮૦ | ૨૦૩૫ | ૨૦૯૦ | ૨૧૪૫ | ૨૨૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ॥ ૧। | ૧૧॥૧૩।।। | ૨૧॥૨૬। | ૩૧॥૩૮।।। | ૪૧॥૫૧। |
| ૨ ॥ ૨॥ | ૧૨॥૧૫ | ૨૨॥૨૭॥ | ૩૨॥૪૦ | ૪૨॥૫૨॥ |
| ૩ ॥૩।।। | ૧૩॥૧૬। | ૨૩॥૨૮।।। | ૩૩॥૪૧। | ૪૩॥૫૩।।। |
| ૪ ॥ ૫ | ૧૪॥૧૭॥ | ૨૪॥૩૦ | ૩૪॥૪૨॥ | ૪૪॥૫૫ |
| ૫ ॥ ૬। | ૧૫॥૧૮।।। | ૨૫॥૩૧। | ૩૫॥૪૩।।। | ૪૫॥૫૬। |
| ૬ ॥ ૭॥ | ૧૬॥૨૦ | ૨૬॥૩૨॥ | ૩૬॥૪૫ | ૪૬॥૫૭॥ |
| ૭ ॥ ૮।।। | ૧૭॥૨૧। | ૨૭॥૩૩।।। | ૩૭॥૪૬। | ૪૭॥૫૮।।। |
| ૮ ॥ ૧૦ | ૧૮॥૨૨॥ | ૨૮॥૩૫ | ૩૮॥૪૭॥ | ૪૮॥૬૦ |
| ૯ ॥ ૧૧। | ૧૯॥૨૩।।। | ૨૯॥૩૬। | ૩૯॥૪૮।।। | ૪૯॥૬૧। |
| ૧૦ ॥૧૨॥ | ૨૦॥૨૫ | ૩૦॥૩૭॥ | ૪૦॥૫૦ | ૫૦॥૬૨॥ |
| ૬૮।।। | ૧૯૩।।। | ૩૧૮।।। | ૪૪૩।।। | ૫૬૮।।। |
| ૫૧॥૬૩।।। | ૬૧॥૭૬। | ૭૧॥૮૮।।। | ૮૧॥૧૦૧। | ૯૧॥૧૧૩।।। |
| ૫૨॥૬૫ | ૬૨॥૭૭॥ | ૭૨॥૯૦ | ૮૨॥૧૦૨॥ | ૯૨॥૧૧૫ |
| ૫૩॥૬૬। | ૬૩॥૭૮।।। | ૭૩॥૯૧। | ૮૩॥૧૦૩।।। | ૯૩॥૧૧૬। |
| ૫૪॥૬૭॥ | ૬૪॥૮૦ | ૭૪॥૯૨॥ | ૮૪॥૧૦૫ | ૯૪॥૧૧૭॥ |
| ૫૫॥૬૮।।। | ૬૫॥૮૧। | ૭૫॥૯૩।।। | ૮૫॥૧૦૬। | ૯૫॥૧૧૮।।। |
| ૫૬॥૭૦ | ૬૬॥૮૨॥ | ૭૬॥૯૫ | ૮૬॥૧૦૭॥ | ૯૬॥૧૨૦ |
| ૫૭॥૭૧। | ૬૭॥૮૩।।। | ૭૭॥૯૬। | ૮૭॥૧૦૮।।। | ૯૭॥૧૨૧। |
| ૫૮॥૭૨॥ | ૬૮॥૮૫ | ૭૮॥૯૭॥ | ૮૮॥૧૧૦ | ૯૮॥૧૨૨॥ |
| ૫૯॥૭૩।।। | ૬૯॥૮૬। | ૭૯॥૯૮।।। | ૮૯॥૧૧૧। | ૯૯॥૧૨૩।।। |
| ૬૦॥૭૫ | ૭૦॥૮૭॥ | ૮૦॥૧૦૦ | ૯૦॥૧૧૨॥ | ૧૦૦॥૧૨૫ |
| ૬૯૩।।। | ૮૧૮।।। | ૯૪૩।।। | ૧૦૬૮।।। | ૧૧૯૩।।। |

| | |
|---|---|
| એક............ | ૧ |
| દશ.......... | ૧૦ |
| સો........ | ૧૦૦ |
| હજાર... | ૧૦૦૦ |
| દશહજાર | ૧૦૦૦૦ |

| | |
|---|---|
| ૧૦૦ના | ૧૨૫ |
| ૨૦૦ના | ૨૫૦ |
| ૩૦૦ના | ૩૭૫ |
| ૪૦૦ના | ૫૦૦ |
| ૫૦૦ના | ૬૨૫ |
| ૬૦૦ના | ૭૫૦ |
| ૭૦૦ના | ૮૭૫ |
| ૮૦૦ના | ૧૦૦૦ |
| ૯૦૦ના | ૧૧૨૫ |
| ૧૦૦૦ના | ૧૨૫૦ |
| | ૬૮૭૫ |

## આંક ભણવા સંબધી દોહરા.

૧ આંક ભણે આરંભમાં, પછીથી પુસ્તક અન્ય;
તો વેળા તેની વળે, થાય ફ્ળીત ધન્ય ધન્ય.
૨ બાળકના માબાપ સૌ ધરજ્યો શિક્ષા ધ્યાન;
સુધારો નીજ સંતતી, દઇ વિદ્યાનું દાન.

## ગુજરાતી મૂળાક્ષરો:—(સ્વરો.)

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

### વ્યંજનો.

ક ખ ગ ઘ ચ છ જ ઝ ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ
ન પ ફ બ ભ મ ય ર લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ.

સ્વરને વ્યંજન મળવાથી થએલી બારાક્ષરી. ક કા કિ
કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

## બાળબોધી મુળાક્ષરો:—(સ્વરો.)

अ आ इ ई उ ऊ *। ऋ ॠ ऌ ॡ। ए ऐ ओ
औ अं अः

### (વ્યંજનો.)

क ख ग घ ङ च छ ज झ ट ठ ड ढ ण त थ द
ध न प फ ब भ म य र ल व श ष स ह ळ क्ष ज्ञ

(अंक) १ २ ३ ४ ५ ६ ७ ८ ९ ०

સ્વરને વ્યંજન મળવાથી થએલી બારાક્ષરી.

क का कि की कु कू के कै को कौ कं कः

---

* આ ચાર સ્વરો ગુજરાતી ભાષામાં વપરાતા નથી.
પણ સંસ્કૃત ભાષામાં વિશેષ વપરાય છે.

# ગૂજરાતી પહેલી ચોપડીના અર્થ

**પાઠ ૧ લો.**

મા–માતા,જીજી, જનેતા, માડી, ડોશી.
બા–બેહેન.
છે–ચાલતો વખત જણાવે, હયાતી.

**પાઠ ૨ જો.**

જૂ–જળ, પાણી, નીર, ધરતી, ભુમી.
પા-પીવરાવ, ચોથો ભાગ

**પાઠ ૩ જો.**

પી=પેટમાં ઉતાર.
જા–જવું, પહોંચ.

**પાઠ ૪ થો.**

બા–માનો બાપ, બાપનો બાપ.
તું–બીજો પુરૂષ.

**પાઠ ૫ મો.**

આ–પાસેની ચીજ બતાવવી તે.
જો–તપાસ, નજર કર, આંખ ઉગાડ.

**પાઠ ૬ ઠો.**

ઘી–તાવેલું માખણ રે-ટલી ગોપડે તે.
ખા–મામાં મૂક, ખાઇજા જમ.

**પાઠ ૭ મો.**

એ–આ.
બી–બીયું. બીજ, મીંજ દાણીઓ.
શું–કયું.

**પાઠ ૮ મો**

લે–પકડ, ઝાલ, પાસે રાખ
તે ત્રીજો પુરૂષ, આઘાને બતાવેછે, ઓલ્યું પેલું.

**પાઠ ૯ મો.**

જી મા, જીજી.
ના=નહીં.

**પાઠ ૧૦ મો.**

હા–વારૂ, કબુલ થવું.
રૂ–કપાસમાંથી જે ધોળું નીકળેછે તે, ગાદલાને ગોદડામાં ભરેછે તે.

**પાઠ ૧૧ મો.**

તાતા–રોટલી ( ઘઊંના લોટની થાયછે.)
છી–ખરાબ મેલું, ગંદુ

**પાઠ ૧૨ મો.**

કે–અથવા, કહે.
લડુ–મીઠાઇ, લાડુ.
જે–ગમે, તે, કાંઇ.
હું–પહેલો પુરૂષ, બોલનાર પોતે.
લઉં–લેવું.
લેજે–લેવાની રજા આપવી તે.

**પાઠ ૧૪ મો.**

વાલા–સારૂં મજાનું.
મારૂં–પોતાનું.
તેલ–દીવો કરેછે તે. તલને પીલીને જે કાઢેછે તે.
આપ--સામાને આપવું અને તેની પાસેથી લેવું.

**પાઠ ૧૫ મો.**

છું--હાજર રહ્યું, ગયો નથી.

મને-પોતાને, હુંને.
લાવ-લઇઆવ.
ખાજે-ખાઇ જજે, જમજે.
ખાઉં-ખાવાની રજા લેવી, ખાવું.
પીઉં-પીજાઉં, જે વસ્તુ ચાવ્યાવિના ગળે ઉતરે તેને પેટમાં ઉતારવી તે.
બાપ-બાપા, પીતા.

**પાઠ ૧૬ મો.**

જાય-જાવાની હા કેવી.
આવું-પાસે આવવું તેની રજા લેવી.
આવ-પાસે આવવાની હા કહેવી.
કેમ-શુ સમાચાર પૂછવા

**પાઠ ૧૭ મો.**

ત્યાં-તે ઠેકાણે.
તલ-દાણાછે, તેમાંથી તેલ નીકળે.
જાઉં—જવાની રજા માગે છે.
તે—ત્રીજો પુરૂષ, ત્રીજી ત્રીજ.
મામા—આપણી માનો ભાઇ.

**પાઠ ૧૮ મો.**

દે-આપ.
આજ-આજનો દિવસ.
ભાત-રાંધેલા ચોખા.
ખાવા-જમવા.
જોવા-તપાસવા.
લેવા-લેવાની રજા.

**પાઠ ૧૯ મો.**

નહિ-ના.
દુધ-માતાના સ્તનમાંથી નીકળે તે, ગાય, ભેસ, આપેછે.
મામા-માનો ભાઇ.
પછી-જરા, રહીને.

**પાઠ ૨૦ મો.**

મારા-પોતાના.
હશે-હોશે.
જોવું-ભાળવું

**પાઠ ૨૧ મો.**

મારે-પોતાને.
ઘર=મુકામ.
તારૂં-સામાનું.

**પાઠ ૨૨ મો**

ઘેર-ઘરમાં.
ગોળ=ગળ્યો રાતો ગાગડો
હતુ—નકી બનાવનારૂં.
ભાવશે-પસંદ પડશે.
મારે-પોતાને.
હતાં-નકી બનાવનાર.
માજી-વૃદ્ધ ડોશીમા

**પાઠ ૨૩ મો.**

શાક-ભાજી, પાલો.
તારી-સામા માણુસની
દાળ-મગ, અડદ, વિગેરેના બે ભાગ કરેલા તે.
આવશે-પધારશે.
ઉંઘે-સૂવું.
દેશે-આપશે.

**પાઠ ૨૪ મો.**

હાથ-જે ખાવાનું મોઢામાં નાંખેછે તે.
તારા-સામાના.
પગ-જેથી ચલાય તે.
જોઉં-દેખવું.
લેવું-હાથમાં લેવું.

**પાઠ ૨૫ મો.**

નથી-છેનહીં.
કાકા-બાપના નાના ભાઇ.
કયાં-કયે ઠેકાણે.
નાક-સ્વાસ લેવાનું.

તમારા—સામામાણુસના

પાઠ ૨૬ મો.

કાંઇ—લગાર, થોડું.
આપું—દઉં.
બેન—બા.
વાત—કથા, કાણી.
કહું—બોલું.
ખાવું—જમવું.

પાઠ ૨૭ મો.

કોણ—કયો.
થાય—લાગે, બને.
માસી—માની બહેન.
એક—સંખ્યાનો પહેલો આંકડો.
બે—એક ને એક ૨.
ભાઇ—બંધવ.

પાઠ ૨૮ મો.

જાણે—ખબર પડે.
મસ—વધારે, ઝઝું.
આપીશ—દઇશ.
લાવી—આણી.
કરશે—બનાવશે.
ખાશે—જમશે.
સરત—ખબર.
બાજરી—અનાજ, દાણા રોટલા થાય તે.
ઘઉં—ગોધમ, રોટલી થાય તે.

પાઠ ૨૯ મો.

પૂછો—સવાલ કરો.
કહો—કો.
માગે—માગણી કરે.
નો—નકી, નવાઈ.
કામ—કાજ.
કહું—બોલું.
પૂછું—સવાલ કરૂં.
જોઇશે—ખપ પડશે.
પૂરી—ઘઉંની નાની તળેલી રોટલી.

પાઠ ૩૦ મો.

જુઓ—ભાળો.
હતી હાજર.
માગી—પૂછી.
આપો—સોંપો, દો.
કેરી—આંબાનું ફળ.
તેણે—પેલાએ.
કોણે—કયા સખ્સે.
બેન—બા, ભગની.

પાઠ ૩૧ મો.

તમે—બીજો માણસ
ભુખ—ખાવાનુંમન થવું
પણ—પરંતુ.
લાગી—થઇ, વળગી.
થઇ—બની.
અહૂર—મારગમાં.
જાઓ—ચાલો.

પાઠ ૩૨ મો.

પાસે—થડમાં.
ભાભી—ભાઈની વહુ.
તેની—બીજાની.
બીજો—પરદાયો.
કયારે—કઇ વખત
ત્યારે—તે વખત.
ગઇ—ચાલતી થઇ.
કાકો—બાપનો નાનો ભાઇ.
ઉભું—ખડું.

પાઠ ૩૩ મો.

ગુંદર—ઝાડનો ચીકણો રસ.
આંખો—આંખ, જોવાનું
સોનું—પીળી ઉંચી ધાતુ
આવે—પાસે આવવું.
જુની—અસલી.
બીજું—આત્રાપી.
કાલે—આવતે દહાડે.
લેતી—લાવતી.

પાઠ ૩૪ મો.

ચાર—ત્રણને એક ૪
કેટલાં—અનુમાન સંખ્યા.

માથું—જેમાં આંખ, મોં છે તેનો ઉપલો ભાગ.
છત્રી—ટોપ.
હોય—હોવાનું, હશે.
પશુ—ઢોર, ચાર પગવાળાં.

પાઠ ૩૫ મો.

પૈસો—ત્રાંબાનું ત્રણ પાઈ સાથે.
આવો—પધારો.
જોડે—સાથે.
તેડી—ઉંચકી, લઇ.
આપણા—પોતાના.
નાની—હુંકી.
બીજું—જુદું.
જઇશ—દૂર થઇશ.
ખીર—બાફેલા ચોખા દુધમાં ઉકાળેલા,

પાઠ ૩૬ મો.

સારો—રૂપાળો.
માટે—વાસ્તે.
મેળે—જાતે.
લીધો—લાવ્યો.
કાગળ—કોરોપત્ર લખેલો પત્ર.
કેવો—કેવી જાતનો
લખાવશે—લખી બતાવશે.
લખીશ—લખવાની
વારે—વખતે.
આવડે—જાણે સમજે.

પાઠ ૩૭ મો.

બમો—રાડો, ઘાટો.
થયું—બન્યું.
પાડો—કાઢો.
પાડશો—હેઠ નાંખશો.

પાઠ ૩૮ મો.

બેસું—સ્વાર થવું.
ઘોડો—હય, અશ્વ.
ઘોડે—તુરંગે.
છોકરાં—બાળક.
આપણે—પોતે.
જાડો—મજબુત.
આવડે—જાણે.
ચાકર—નોકર.
ભીમો-તે માણસનું નામ

પાઠ ૩૯ મો.

આણું—લાવું.
બહુ—વધારે.
પાણી—જળ.
ખપ—જરૂર.
ઉભી—ટટાર.
છોડી—દીકરી, છોકરી.
કને—થડમાં
પીળુ-હળદરજેવારંગનું.
કાચા—રાંધ્યાવગરના.
તરશ—પાણી પીવાનું મન.
લાગી—થઇ.

પાઠ ૪૦ મો.

ભલી—સારી, ડાહ્યા.
પેટ—ઉદર.
રાંધે—બાફે.
ખાધા—જમ્યા
ખવાડતાં—જમાડતાં.
ખવાય—ખાય.
દહાડો—દિવસ.

પાઠ ૪૧ મો.

બાપડા—બીચારા.
ધામે—હળવે.
અમે—પોતે.
ઝટ—જલદી.
ઉતાવળ—એકદમ.
દાંત—મોંઢામાં અનાજ ચાવેછે તે.
મધ—ચીકણો ગળ્યો પદારથ.
આપણી—પોતાની.
શેરી—ફળીઉં.
વહુ—ઓરત.

એમને-તેમને.
ડોશી-ઘરડી બાઇડી.
હિંડાતું-ચલાતું.
બાપડી-બિચારી.
ભલાં-સારાં.
તેમને-તેઓને.
ચાલે-હીંડે.

**પાઠ ૪૨ મો.**

ચોળ-મસળ.
વેળા-વખત.
ગંદી-મેલી.
ગાંડી-ઘેલી.
લુગડાં-કપડાં.
અરે-ઓ.
મેલાં-ગંદા.
ઉડે-ફડફડે.
જૂ-માથામાં તથા લુગડામાં ઝીણા જીવ પડે તે.
ઓળ-વાળ સરખા કર.
પહેર-ઓઢ.
ડીલે-શરીરે.

**પાઠ ૪૩ મો.**

ઓળખી-જાણી.
ખેતર-દાણા પાકે તે જમીન.
સાંભળો-સુણો.
કાંચુ-કોરૂં.
ઘંટી-દાણા દળવાનું.
મજૂરી-મહેનત.
રાખજે-સાચવજે.
અનાજ-દાણા.
વાળા-વેગનાર.
પૈસા-જંઇ, કાવડીઆ.
વેચવું-કોઇ ચીજ સાટે કીમત લેવી તે.

**પાઠ ૪૪ મો.**

બોલો-કહો.
પાચ-ચારને એક. પ
મગ-અડદ, કઠોળ.
વાલ-મોટા દાણા કઠોળ.

**પાઠ ૪૫ મો.**

બાકી-અધુરી.
દળી-લોટ કરી.
રોજ-હમેશ.
આવડે-જાણે.
લોટ દળેલા દાણા.

**પાઠ ૪૬ મો.**

રમું-ખેલું.
ઉંડે-ડુબી થાય.
પાટું-લાત.
સુતી-ઉંઘી ગઇ.
ગાય-ધેનુ.
પેલી-ઓલી.
ધોળી-સફેત.
રાતી-લાલ.
અજાણી-જાણીતી નહીં તે.
અહીં-આ ઠેકાણે.

**પાઠ ૪૭ મો.**

ચારો-ખડ, ઘાસ.
ગોધો-બળદ, આખલો.
બધું તમામ.
થોડું-લગાર.
વિના-વગર.
નાંખ-ફેંક.
મરાય-પૂરૂં થાય તે.

**પાઠ ૪૮ મો.**

જોયો-દેખ્યો.
દયા-રહેમ.
છાશ-દહીંમાં પાણી નાખી માંખણ કાઢી લે ને બાકી રહે તે.
દાસ-ડોણુ.
રંગ-રૂપ.
કાળો-સામળો.
સમજણ-અક્કલ.
દહીં-દુધમાં છાશ મેળવી જમાવવું તે.

**પાઠ ૪૯ મો.**

મઠ—કઠોળ.
મીઠું—લુણ.
કઢી-છાશ મશાલા નાખી ઉકાળવી તે.
હાથે—પોતાની મેળે.
ખીચડી-દાળને ચોખા ભેગા કરી રાંધેછે તે.
પારખી—ઓળખી.
દેખાડું—બતાવું.

**પાઠ ૫૦ મો.**

ઝાડ—વનસ્પતિ.
ખુણો—ખાંચો.
ઠીક—સારૂ.
ઘેલો—ગાંડો.
ચઢી—ઉપર ગઇ.
આંબો—કેરીનું ઝાડ.
આંબલી—આંબલીનું ઝાડ.
પીંપળો પીંપળાનું ઝાડ.
લીંબડો-લીંબડાનું ઝાડ.
વડ—એક જાતનું ઝાડ.
ચોરી—ધણીથી છાની જણસ લઈ જવી તે.
કેરીઓ—આંબાનું ફળ.
તોડીશ ચુંટીશ.

**પાઠ ૫૧ મો.**

ફોઇ—બાપની બેન.
ફળીઆ—શેરી.
નાઠો—ભાગ્યો, દોડયો.
નીકળે—નીસરે.
કીધું—કહ્યું, કર્યું,
બેઠી—ચોટી.
અલી—બેનપણી.
ખબર—જાણ, માલમ.
લાકડી—ગેડી, સોટી,

**પાઠ ૫૨ મો.**

સૌ—બધા.
વાળું—રાતનું જમવું
બચી—ઉગરી.
મોઢે—મુખે.
ગાળ્યો—ખરાબ શબ્દ.
વાંક—ગુન્હો.
માંદા—આજારી.
કડવાં—વીખજેવાં.

**પાઠ ૫૩ મો.**

તોફાન—મસ્તી.
આખો—બધો.
દોડે—ભાગે.
ઉભો—સીધો.
લુલો—લંગડો
વાગે—લાગે.
રીતે—રૂઢીએ.
ચુલો—ભઠ્ઠી.
જીવ—પ્રાણ, આત્મા.
પોતાની—પારકી નહીંતે.
જરા—લગાર, થોડું,

**પાઠ ૫૪ મો.**

ઢોલ—નગારૂં.
ટગલા—ગંજર.
ખાંપે—ભજે
નિશાળ-ભણવાનીજગે
જણ—માણસ.
વધારે—ઘણું.
પુરા—બરાબર.
વગાડે—બજાવે.
પીપી—સરણાઈ.
ખેસ-પાસે રાખવાની ધોતી.
મહેતાજી—માસ્તર વિદ્યા ગુરૂ.
મજા—રમત, ગમત.
બેસવા-શરૂ કરવા.
પટેલ—કણબી.
વરસ—બાર માસ.
મારતાં—પીટતાં.
શેઠ-માલેક, ઉપરી,ધણી.

**પાઠ ૫૫ મો.**

ખેંચે—તાણે.
દીઠાં—જોયાં.
ન.ગાં.—નવરાં.

ધૂળ—રજ.
કાદવ—કચરો.
કજીઓ—વઢવાડ.
ફરે—આથડે, હીંડે.
ભણે—શીખે.
હળ—સાંતીકું.
બળદ—ઢાંઢો.
કહેલું—કીધેલું.
ધણી—માલીક.
ખેડ—ખેડતાં.
ઢોર—પશુ ચોપગાં.

**પાઠ ૫૬ મો.**

કૂતરો—શ્વાન.
બિલાડો—મિનડો.
કબૂતર—કબુતર.
કાગડો—હાડીઓ.
પોપટ—સૂડો.
પાંખો—પક્ષીના હાથ.
માળો—પક્ષીનું ઘર.
ઉંદર—ચુવા.
ધલોડી—જનાવર.
દીધાં—આપ્યાં.
ગધેડો—ખર.

**પાઠ ૫૭ મો.**

એક—સંખ્યાને પહેલો અક્ષર ૧
બે એકને એક ૨
ત્રણ—બેને એક ૩.
લેખણુ—કલમ.
ઉમેરીએ—વધારીએ.
મૂકું—મેલું.
જોડે—સાથે.
ઉલટા—અવળા.

**પાઠ ૫૮ મો.**

ચાર—બેને બે ૪.
પાંચ—ત્રણને બે ૫.
આંગળાં-હાથની આંગળીઓ.
છ—ચારને બે ૬,
પાઇ—પૈસાનો ત્રીજોભાગ.

**પાઠ ૫૯ મો.**

સાત—ચારને ત્રણ ૭.
આઠ—પાંચને ત્રણ ૮.
નવ—છને ત્રણ ૯.
દશ—પાંચને પાંચ ૧૦.
મીડું—શુન્ય ૦

**કવાયત**—૧ બધા છોકરા સાથે ઉભા કરવા. ૨ સાથે બેસાડવા. ૩ અનુક્રમ હાથ ઉંચા નીચા રાખવા, ૪ નિશાળમાં સાથે એક તરફથી બીજી તરફ ચલાવવા, તેમાં ડાબો ને જમણો પગ બધા છોકરાનો સાથે ઉપાડવો. ૫ એકદમ સાથે ઉભું રહેવું. ૬ ચાલતાં ધડબડાટ થવો ન જોઇએ. ૭ સાથે અવળા, તથા ૮ સવળા ફરવું. ૯ અનુક્રમ નંબરે બેસવું. ૧૦ અદબ વળાવવી.

વિષય ૧ લો-આંક શિખતાં લખોટાયંત્રનો ઉપયોગ એ પ્રમાણે કરવો.

શિક્ષક તથા નિશાળીઆની વચમાં લખોટાયંત્ર રાખવું; પછી ચાર તરી બાર થાય તો તે બતાવવા ચારચારના ત્રણ થોકડા લેનમાં ગોઠવી ગણવવા એટલે બાર થાય. ત્રણ ત્રણના બે થોકડા એકઠા કરવાથી ત્રણ દુ ૬ થાય. પાંચ પાંચના ૬ થોકડા રાખી ગણવાથી ૬ પચાંને ત્રીશ થાય. છછના ચાર થોકડા રાખી ગણતાં ૬ ચોક ચોવીશ થાય. એમ દશના પાડા સુધી શિખ્યા બાદ અગ્યાર અગ્યારના ૪ થોકડા રાખી ગણવાથી અગ્યાર ચોકુ ચુમાળીસ થાય. બાર બારના સાત થોકડા રાખી ગણવાથી બાર સાત ચોરાસી થાય. સોળ સોળના નવ થોકડા રાખી ગણવાથી સોળ નવાં ચુમાળસો થાય. વીશ વીશના પાંચ થોકડા રાખી ગણવાથી વીશ પાચ સો થાય. ચોવીશ ચોવીશના ત્રણ થોકડા રાખી ગણવાથી ચોવીશ તરી ૭૨ બોતેર થાય. ત્રીશ ત્રીશના ચાર થોકડા રાખી ગણવાથી ત્રીશ ચોક ૧૨૦ એકસોવીશ થાય. પાંત્રીશ પાંત્રીશના બે થોકડા રાખી ગણવાથી પાંત્રીસ દુ શીતેર થાય. ચાળીશ ચાળીશના ત્રણ થોકડા રાખી ગણવાથી ચાળીસ તરી ૧૨૦ એકસોવીસ થાય. આ પ્રમાણે છોકરાઓને અનુભવ સિદ્ધ જ્ઞાન મળવાથી થોડીવારમાં ઘણું ને પક્કું જ્ઞાન આંકનું થવા સાથે સદાકાળ યાદ રહેશે. આવા લખોટા યંત્રમાં એકસો ૧૪૪ પારા હોયછે. તે બાર સળીઆમાં બાર બાર પારાથી પરોવી રાખેલા છે તે દરેક સળીઆમાં પ્રથમ કાળા, પછી

પાળા, લીલા અને રાતા, આ પ્રમાણે અનુક્રમ હારો ગોઠવેલી છે.

બારાખડી પૂરી-જાણવી, સ્લેટ ઉપર સફેદાને પાણીથી શાખેલા પાડો મોટા અક્ષરથી લખવા

ઉખાણા—રમુજી.

"૧ ભમે ભમે પણ ભમરો નહિ, ને ડોકે જનોઈ પણ બ્રાહ્મણ નહિ. ઉ. રેટીઓ."

"૨ ઢમઢોલ માંહે પોલ, ઉપર છત્ર છાંયા, મારૂં ઉખાણું કહે તેને આપું સોનાના પાયા. ઉ. ટાંકુ."

સામળભટની સમસ્યા દોહરા.

" એક નરે નરને ગળ્યા, તેથી શોભે તન; એકતો ઉત્તમજન ઘણો સમજો તમે સજ્જન. ઉ. જામો."

"૨ ઉત્તમ કુળથી ઉપજી, તાત તણો જે તાત; તે સાથે વીવા કર્યો, સમજો સજ્જન વાત. ઉ. છાશ."

"૩ ભરે ફાળ પણ મૃગ નહીં. નહીં સસલો નહીં શ્વાન; મોં ઉચું પણ મોર નહીં સમજો ચતુર સુજાણ. ઉ. દેડકો."

"૪ પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં નાગ; પાંખો પણ પંખી નહીં. ઉડે પણ નહીં કાગ. ઉ. ભમરો."

"૫ નારી પણ નિર્બળ નહીં, કાળી પણ નહીં કોલ; વસે દરે સાપણ નહીં, ઉત્તર એનો બોલ. ઉ. તરવાર"

"૬ ભણતો પણ પંડિત નહીં, પૂર્યો પણ નહીં ચોર, ચતુર હોયતો ચેતજો મધુરો પણ નહીં મોર. ઉ. પોપટ."

"૧ કોટડીમાં બત્રીસ બાવા તે શું ? ઉ. દાંત."

"૨ એક દેશ ઉપર સાત દરવાજા તે શું ? ઉ. ડોકું."

"૩ સમજે નહીને ઘર સાચવે તે શું ? ઉ. તાળુ."

## ૧ ચોપડી વિષે કવિતા ચોપાઇ.

"સારી ચોપડીઓ શોભાય, હું તે દેખી હરખાઉં;
પણ વીગતેથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય. ૧
જીવ ઘાલીને વાંચે જેમ, તેમાં સમજણ આવે તેમ;
વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહીં સઘળો સાર. ૨

## ૨ નિશાળીઆને શીખામણુ દોહરા.

"નિત્યે જવું નિશાળમા, ભણવું ચોડી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી રૂડી રાખી રીત ૧
રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી, જવું પાંસરૂં ઘેર." ૨

## ૩ ઉંદર વિષે ચોપાઇ.

"ઘણા ઉંદર હારો હાર, પકડ્યા પણ નહીં આવ્યો પાર;
રાતે તો માંડે રંજાડ, ધડબડ જાણે આવી ધાડ. ૧
ખાસાં કપડાં કરડી ખાય. દીવાની દીવટ લઇ જાય;
એનો એકે નહીં ઉપાય, મની મળે તો મહાસુખ થાય." ૨

## ૪ નબળા હોય પણ ઝાઝા હોય તેની સાથે વેર ન કરવા વિષે દોહરો.

ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર. ૧

## ૫ ઇશ્વરનો મહિમા.

"જુઓ ભાઇ આ મોટાં ઝાડ, તેમાં સૌથી ઉંચો તાડ;
આંબલી આંબો કોઠી કોય, જો તેનાં ફળ જૂદાં હોય. ૧
જે આ જગતનો છે કરનાર, સૂરજ તારા સરજનાર;

એજ અમારો મોટો દેવ, તેને ભજવા ધરીએ ટેવ." ૨

## ૬ સંગત વિષે છપ્પો.

"જેનો જેવા સાંગ રંગ, બહુ તેવા બેસે;
જેને જેવો સંગ પ્રેમ, પણ તેવો પેસે;
જેને જેવો સંગ, કામ તેવાં તે કરશે;
જેનો જેવો સંગ હામ, તેવ જશ હરશે;
રૂડે સંગ રૂડા થશે, બૂરે સંગે બૂરા બને;
સારા મહેતાના સંગથી, ભાગ્યશાળી વિદ્યા ભણે" ૧

## ૭ સદાચરણ વિષે. દોહરા.

"જે જન જાણુ જગતમાં, જન્મ ધરીને પહેલ;
સદાચરણમાં ચાલતું, તે પામે સુખ સહેલ. ૧
નબળી વાતો જ કરે, બોલે મીઠી વાણ;
બીજાને કોપ નહીં, તે છે ડાહ્યા જાણ." ૨

## ૮ સંઘરો કરવા વિષે. દોહરા.

"કીડી કણ સંગ્રહ કરે, જુઓ જનાવર જાત;
વસે વળી સંપે સદા, સર્વ મળી સંઘાત." ૧

## ૯ પોપટ વિષે. દોહરા.

"પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ;
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ. ૧
કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો, ધારે ધણીની ધાક. ૨
મીઠું બોલે મનુષ્યને, ઉપજે હેત અથાગ;
પોપટ પાળે પ્રીતથી, કોય ન પાળે કાગ." ૩

### ૧૦ ચોખ્ખાઇ વિષે. દોહરા.

"ચોખ્ખી ચાંને રાખતી, ચોખ્ખાં પહેરે ચીર;
ચોખ્ખાં વાસને ચોક પણ, ચોખ્ખે સુખી શરીર. ૧
મધપુડા કેટલા રચે, માંખી રાખી માપ.
ડાઘા કુધી ના દેખાય, ખરે ખરી શુધ્ધ આપ
ચોખ્ખે ચિત્ત રાજી રહે, વળે શરીરનું વાન;
ચોખ્ખે સજ્જન ચારમાં, મળે મનુષ્યને માન.' ૩

### ૧૧ મહેનત વિષે. દોહરા.

"પીવા ખાવા પહેરવા, અને ઓઢવા અંગ;
મળે મહેનતમાં થકી, રાતા પીળા રંગ. ૧
ધરતીમાથી ધાન્ય તો થોકે થોકે થાય,
ખાંતે જો ખેડે નહીં, ખાવાનું શું ખાસ? ૨
આપણને સૌ ઇશ્વરે, આપ્યા છે ઉપાય;
પણ બળતણ વાસણ વિના, શી રીતે રંધાય? ૩
તેનો તું તૈયાર કર, કાં કરી આપે કોય?
તારે તારા અર્થનું લાભ વખત તે હોય. ૪
નથી લટકતાં લુગડાં, તે ઝાડે તૈયાર;
વાવી કાંતે જો વણે, થાય સરસ શણગાર. ૫
માટે મહેનત જો કરે, ઘેર રહી પરઘેર;
ચાકરી કરતાં ચાકરી, પામે રૂડી પેર. ૬

### ૧૨ ધાન્ય વિષે દોહરા.

"બાજરીઆમાં બાજરી, જાર કણસલે જોય;
ઉંબીમાં તો ઉપજે, ઘઉં ડાંગર જવ હોય. ૧
તલના તે તો તલસરા, શીંગે સર્વ કઠોળ;

થાય ચણાના પોપટા, શેરડી સાકર ગોળ. ૨
ચોમાસાના ચારમાં, થાય બાજરી જાર;
શિઆળામાં ઘઉં ચણા, તે સર્વે તૈયાર." ૩

**૧૩ માબાપના ગુણ વિષે. દોહરા.**

"ડગમગ પગ ટકતો નહીં, ખાઇ ન શકતો ખાજ;
ઉઠી ન શકતો આપથી, લેશ હતી નહીં લાજ. ૧
એ અવસર આણી દયા, બાળકને માબાપ;
સુખ આપે દુખ વેઠીને, એ ઉપકાર અમાપ. ૨
કોય કરે એવે સમે, બે ઘડી એ બરદાસ;
આખી ઉમર થઇ રહે, તે નરનો નર દાસ." ૩

**૧૪ ઘર વિષે ભુજંગી છંદ.**

છજાં જાલીઆં માલીઆં ખૂબ છાજે,
રૂડાં બારીએ બારણાં તો બિરાજે;
ઘડયાં પાણીઆરાં રસોડાં રૂપાળાં,
ચણ્યાં ઈંટથી ને દીસે છે ચૂનાળાં. ૧
તૂટે કે ન ખૂટે ભર્યા નીર ટાંકાં,
પીએ ખેંચી પાણી વળી લોક વાંકાં;
મીઠા બોલ બોલે સુડા શુદ્ધ મેનાં,
જડયાં પીતળે પાંજરાં રંગી જેનાં. ૨
બની બેઠકો ને કઠેરા અગાશી,
સૂવા સેજને હીંચકે ખાટ ખાસી;
અલીચા બીછાવી ગમે તેવી રીતે,
ભલા ભૂપતિનાં કીધાં ચિત્ર ભીંતે." ૩

### ૧૫ થોડે થોડે ભણવા વિષે. દોહરા.

"ભણતાં પંડિત નીપજે, લખતાં લહિઓ થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય. ૧
પોપટ પણ અભ્યાસથી, શીખે બોલતાં બોલ;
કાયર થઈ આળસ કરે, તે નર ખરને તોલ. ૨
કૂવા ઉપરના કઠણુ જે, પાકા કાળા પાણ;
દોરડીએ છેદાય છે, એ લેવું એંધાણ." ૩

### ૧૬ મૂરખાઓ વિષે. દોહરા.

"મૂરખ માથે શીંગડાં, નહીં નિશાની હોય;
સાર અસાર વિચાર નહીં, જન તે મૂરખ જોય. ૧
અક્ષર એક ન આવડે, ઉર અભિમાન અપાર;
જગમાં તેને જાણજો, એ મૂરખ સરદાર. ૨
વ્હેમ ભરી વાતો વડી, બહુ બહુ બકતો જાય;
શીખામણ નહીં સાંભળે, તે મૂરખનો રાય." ૩

### ૧૭ સર્વ વ્યાપક ઇશ્વર વિષે. દોહરા.

"આસ પાસ આકાશમાં, અંતરમાં આભાસ;
શ્વાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. ૧
ભોંમાં પેશી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત. ૨
ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ;
ક્યાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ." ૩

સામાન્ય જ્ઞાનના પાઠ છોકરાં આ ધોરણ શીખનારાં નાની ઉમરનાં હોય માટે ફક્ત તાત્પર્યજ લખ્યું છે. વધારે

વિવેચનથી દરેક ચીજપર ખુલાસો કરવો તે શિક્ષકનુંજ કામ છે.

૧ કાચ વિષે:—ગુણ—૧ લીસો. ૨ કઠણ. ૩ પારદર્શક=એક છેડાથી બીજા છેડા સુધી સામી જણસ દેખાય તે (સોસરી) જેમ પાણી, તેલ. ન દેખાય તે અપારદર્શક જેમ લાકડું, ભીંત, પથ્થર વિગેરે. ૪ બરડ=ઝટ ભાંગી ભૂકો થઈ જાય તે. ૫ ચળકતો.

૨ રબર વિષે:—ગુણ—૧ કાળું. ૨ લીસું. ૩ ચીકણું=નાખ્યું છુટે નહિ. તે ગુણ સીસાપેનની નિશાનીઓ ભૂશી નાખવાના કામમાં આવેછે ૪ સ્થિતિસ્થાપક=આંગળા દાબવાથી ખાડા પડે ને હાથ લઈ લેવાથી ખાડો પુરાઇ જાયને; તથા તાણવાથી લાંબું થાય ને મૂકી દેવાથી હતું તેવુંજ થાય જેમ નેતર, ઘડિઆળની કમાન. ૫ અપારદર્શક=આ પારથી પેલે પાર સોંસરૂં ન દેખાય તે. જેમ લાકડું માટી, ઝાલર, કમાડ, પાટીઉ વિગેરે તેથી ઉલટું પારદર્શક જેમ કાચ, પાણી, તેલ વિગેરે. ૬ સળગે તેવું.

૩ ચામડા વિષે:—જાણીતા ગુણ—૧ અપારદર્શક. ૨ લીસું. ૩ ચીકણું. મુખ્ય ગુણ—૧ વળે એવું. ૨ ટકાઉ. ૩ વસવાળું. ૪ પાણી ન પેસે એવું. ખપ—જોડા,લગામ, જીન. ચોપડીઓનાં પૂઠાં વિગેરે એનાં બનેછે.

પતાસું:—જાણીતા ગુણ—૧ અપારદર્શક. ૨ ધોળું. ૩ બરડ. ૪ કઠણ. ૫ મીઠું. ૬ ચળકતું.

ખાસ મુખ્ય ગુણ:—૧ પાણીમાં ઓગળેછે. ૨ તાપપર ગળેછે. ખપ=ખાવા સારૂ.

**૫ પાણીઃ**—જાણીતા ગુણ—૧ પારદર્શક. ૨ ચળકતું. ૩ સાફ કરનારી વસ્તુછે.

મુખ્ય ગુણઃ—૧ પ્રવાહી કે રેડાય એવું. ૨ મ્હો દેખાય એવું. ૩ કાચજેવું. ૪ રંગવિનાનું. ૫ વાસવિનાનું. ૬ સ્વાદ વિનાનું. ૭ ગુણકારી. ૮ ભારે.

ખપઃ—સાફ કરવાને. જમીનને રસાળ કરવાને. પીવાને અને રસોઇના કામમાં ઘણું ઉપયોગી છે.

**૬ કપૂરઃ**—જાણીતા ગુણ—૧ ધોળું. ૨ ચળકતું. ૩ કઠણ. ૪ નક્કર. ૫ હલકું. ૬ અર્દ્ધ પારદર્શક.

મુખ્ય ગુણઃ—૧ ખુશબોદાર. ૨ સેહેલથી ભૂકો થાય એવું. ૩ દારૂમાં ઓગળે એવું. ૪ ઘણું જલદીથી સળગે એવું. ૫ ઓસડના ગુણવાળું. ૬ ઉડી જાય એવું.

ખપ—દવાઓમાં; ઉડતા રોગ અટકાવવામાં; ને ચોપડીઓ, લુગડાં વગેરેમાં કિંધેઇ ન પડે તે માટે ઉપયોગીછે.

**૭ જુવારનો રોટલોઃ**—જાણીતા ગુણ—૧ કાણાંકાણાંવાળો. ૨ શોસે એવો. ૩ અપારદર્શક. ૪ નક્કર. ૫ ગુણકારી. ૬ ખાવાજોગ.

મુખ્ય ગુણઃ—૧ ધાતુપુષ્ટ એનો ગર—૧ પીળચટો. ૨ તાજો હોય ત્યારે નરમછે. ૩ હવાયલો. એની પોપડી—૧ કઠણ. ૨ બરડ. ૩ રંગે ભરી.

ખપ—શરીરને પોષણ કરવાને.

**૮ નેતરઃ**—ગુણ—૧ લીસી. ૨ પીળી. ૩ ચળકતી. ૪ વળે એવી. ૫ સ્થિતિસ્થાપક. ૬ રેસાવાળી. ૭ ગાંઠાવાળી.

**૯ સુંઠઃ**—જાણીતા ગુણ—કઠણ. ૨ ઝાંખી. ૩ સૂકી. ૪ ખુશબોદાર. ૫ ચીકણી ૬ અપારદર્શક. ૭ ગુણકારી.

૮ ઓસડના ગુણવાળી. ૯ રંગે ભૂરાશપર.

મુખ્ય ગુણઃ—૧ તીખી. ૨ રેસાવાળી. ૩ કાંગરાવાળી.

ખપ—ખોરાકને સ્વાદ આપવા માટે; તથા દવાને સારૂ.

૧૦ ચોખાઃ—જાણીતા ગુણ—૧ ધોળા. ૨ કઠણ. ૩ અપારદર્શક. ૪ લીસા. ૫ ચળકતા. ૬ નક્કર. ૭ સોસે એવા. ૮ ગુણકારી. ૯ કાણાં કાણાં વાળા.

મુખ્ય ગુણ—૧ કરકરા. ૨ ધાતુપુષ્ટ.

ખપ—શરીરને પોષણ કરવાને માટે.

૧૧ મીઠું:—જાણીતા ગુણ—૧ ધોળું. ૨ કઠણ. ૩ અપારદર્શક. ૪ ઓગળે એવું. ૫ તાપપર બળે એવું.

મુખ્ય ગુણ:—૧ ચકચકતું. ૨ દાણાદાર. ૩ સ્વાદિષ્ટ. ૪ખારૂં.

ખપ. ખોરાકને સ્વાદિષ્ટ કરવાને, તથા સડીજવાથી અટકાવવાને, અને જમીનમાં ખાતર પૂરવાને.

૧૨ શીંગડુંઃ—જાણીતા ગુણ—૧ કઠણ. ૨ ઝાંખુ. ૩ રેસાવાળુ. ૪ અક્કડ. ૫ પીળાસપર. ભૂરૂં. ૬ અપારદર્શક.

મુખ્ય ગુણ:—૧ ખરબચડું. ૨ પોલું. બળે ત્યારે વાસ-વાળું. ૪ અણિઆળું.

ખપ—કાંચકી, સરસ, દાબડી, છરી, ચપ્પુના હાથા બનાવવામાં કામ આવેછે.

૧૩ હાથીદાંતઃ—જાણીતા ગુણ—૧ ધોળો. ૨ ચળકતો ૩ અપારદર્શક. ૪ નક્કર.

મુખ્ય ગુણ—૧ કઠણ. ૨ લીસો. ૩ ટકાઉ.

ખપ—રમકડાં, કાંસકિયો, ચકાણિયો, ચૂડા, કોયલ, સોકટાં, પાસા, વગેરે બનાવવાને સારૂ.

૧૪ ચાક (સફેતો—જાણીતા ગુણ—૧ ધોળો. ૨

અપારદર્શક. ૩ ઝાંખો. ૪ કઠણ્. ૫ નક્કર. ૬ સુકો.

મુખ્ય ગુણઃ—૧ સહેલથી ભુકો થાયછે. ૨ તેજાબમાંકિ-ભરાય એવો.

ખપ—લખવામાં તથા ઓસડને સારૂ કામ આવે છે.

**૧૫ બાવળના ઝાડની છાલનો કડકોઃ**—જાણીતા ગુ-ણ—૧ સૂકી. ૨ ઝાંખી. ૩ નક્કર. ૪ અપારદર્શક. ૫ અ-ક્કડ ૬ ટકાઉ. ૭ રેસાવાળી. ૮ સળગે એવી. ૯ ખરબચડી.

મુખ્ય ગુણ—૧બંધકોસ. ૨ રંગભૂરી. ૩ માંહેથી લીસી.

ખપ—ઝાડને નુકશાન ન પહોંચે માટે તથા ચામડાંરંગવામાટે.

**૧૬ ઇંદ્રિયોઃ**—૧આંખથીજોવું ૨ નાકથી સુંઘવું. ૩ચા-મડીથી લાગવું. ૪ જીભથી ચાખવું. ૫ કાનથી સાંભળવું. પાંચેના નામ. ૧ આંખ ૨ નાક ૩ શરીર. ૪ જીભ. ૫ કાન

ઉપરના સઘળા સામાન્ય જ્ઞાનના પાઠો આખા કલાસની એક અથવા વધારે ટુકડીઓ લઇ કાળા પાટીઆ સામા બેસાડી; શિક્ષકે કાળા પાટીઆ પાસે હાથમાં ચાક તથા લુ-છવાને લુગડાનો કડકો લઇ કથિત પાઠમાળાની બુકમાં આ જે પાઠો છે તે આધારે અનુક્રમ ગુણ કહાવતાં સૂચક પદ્ધતિથી કામ લેવું. એટલે તમામ બાબતો છોકરાઓને બ-રાબર સમજાઇ જશે.

## પરીક્ષાને લગતા પ્રશ્નો

૧ ૩૫x૭. ૩૯x૯ ૨૪x૫ ૩૭x૧૧ ૬૨x૧૧. ૮૯x૧૧.

૨ ઔ. ખા. ણિ. ભા. ઢાં. ભો. સૈ.

૩ પાઠ ૨૫ મો વાંચો અને તેઆંના શબ્દ સમજાવો?

૪ મરજીમાં આવે તે ગીત બોલો?

૫ સામાન્ય જ્ઞાનના પાઠમાં કાચ, કપૂર, જુવારનો રો-ટલો ને ઇંદ્રિઓને સમજાવો?

## અતિ ઉપયોગી !!! અતિ ઉપયોગી !!! ખરીદો

ને ખાત્રી કરો જાહેર ખબર (મારી તરફથી મળવાનાં પુસ્તકો.)

ઉપરની દસ ઉપરાંત રાખનારને સેંકડે દસ ટકા કમીશન ને ટપાલખર્ચ માફ, વેલ્યુપેએબલથી મોકલવા રીવાજ રાખ્યો છે. અગાઉથી નાણાં મોકલનારને પણ મોકલીશું. પરંતુ ઉધાર મંગાવવાની તસ્દી તો કોઇએ લેવીજ નહિ. ટીકીટથી નાણાં મોકલનારે દર રૂપિએ વટાવની એક ટીકીટ જાદે મોકલવી. વધારે ખુલાસો જોઇએ તેણે રીપ્લાઇ પત્રથી લખવાથી મળશે. નોટપેડ પત્ર લેવામાં નહિ આવે. ઉપરની સઘળી બુકોનાં કદ, કાગળ. પુંઠા, છપામણી, પોષ્ટખર્ચ, પરચુરણખર્ચ, રજીસ્ટર, તથા કમીશન વિચાર સાથે મહેનત, રોકાએલાં નાણાં તથા લાંબો વખત તે એકંદર તેના ગુણ વિગેરેથી મુકાએલા બીજી બુકો સાથે કરવાથી જણાશે જે આ કેટલા કીમતમાં કમી તથા ઉપયોગી છે!!! આ બુકોનો ઉપયોગ કરવાથી વધારાની બુકોની જરૂર થોડી રહેશે. એટલે થોડી મહેનતે થોડા વખતમાં થોડા ખર્ચે સારૂં પરિણામ આવશે. ને છૂટક નોટોની કડાકૂટ આથી દૂર થવા સંભવ છે; તેમ છતાં આમ કમી કિંમત રાખવાનું કારણ એજ કે નિશાળના બાળકોનાં ઉપયોગી પુસ્તક જાણીનેજ.

| | | | |
|---|---|---|---|
| ૧ ગૂ. બા. ની. સ. બા. ખુ. નોટ. | કિં. ૦-૧-૬ | પોષ્ટખર્ચ | ૦-૦-૬ |
| ૧ ગૂ. પે. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૦-૨-૦ | ” | ૦-૦-૬ |
| ૧ ગૂ. બી. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૦-૬-૬ | ” | ૦-૦-૬ |
| ૧ ગૂ. ત્રી. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૦-૮-૦ | ” | ૦-૦-૬ |
| ૧ અ. ચો. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૦-૧૪-૦ | ” | ૦-૧-૦ |

| | | | |
|---|---|---|---|
| ૧ ગૂ. પાં. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૧—૪—૦ | ” | ૦—૧—૦ |
| ૧ ગૂ. ૭. ધો. સ. બા. ખુ. નોટ. | કિં. ૧—૧૨—૦ | ” | ૦—૨—૦ |

ઉપરનાં સઘળાં પુસ્તકો ઉપરના ઠરાવ પ્રમાણે મારી તરફથી તથા મુંબાઇ ઇલાકાનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં મારા એજંટો પાસેથી મળશે.

પ્રસિદ્ધ કર્તા સેવક.
**કુંવરજી ગગજી ભટ્ટ. (પાણશીણાવાળા.)**
સ૦ વર્નાકયુલર સ્કૂલમાસ્તર ઓફ મોણપુર.
તા. ચીતલઃ—કાઠિઆવાડ.

**શિવાય મારી તરફના મળવાના નકશા નિચે પ્રમાણે.**

| | | | |
|---|---|---|---|
| ૧ કાઠિઆવાડ ઈલાકાનો નકશો. | કીં. ૦—૦—૮ | પોષ્ટેજ. | ૦—૦—૬ |
| ૧ મુંબઇ ઈલાકાનો નકશો. | કીં. ૦—૦—૮ | ” | ૦—૦—૬ |
| ૧ હિંદુસ્તાનનો નકશો. | કીં. ૦—૦—૮ | ” | ૦—૦—૬ |

ઉપરના નકશા મારી તરફથી તથા મુંબાઇ ઇલાકાનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં મારા એજંટો તરફથી રોકડી કીંમતે મળશે. દસ કરતાં જાદે મંગાવનારને પોષ્ટેજ માફ તથા સેંકડે દશ ટકા કમીશન પણ કાપી આપવામાં આવશે.

પ્રસિદ્ધ કર્તા.
**કુંવરજી ગગજી ભટ્ટ. [પાણશીણાવાળા].**
સ૦ વર્નાકયુલર સ્કૂલમાસ્તર ઓફ મોણપુર.
તા. ચીતલ—પ્રાંત કાઠિઆવાડ.

# જાહેર ખબર.

| નોટોનાં નામ. | | | | કિંમત | પોસ્ટેજ. |
|---|---|---|---|---|---|
| ગૂજરાતી | પ્રાઇમરી | નિશાળના બા. વર્ગની સ. બા. ખુ. નોટ. | | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ,, | ,, | પે. ધો. સ. બા. ખુ. નોટ | | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ,, | ,, | બી. ધો. | ,, ,, | ૦—૨—૦ | ૦—૧—૬ |
| ,, | ,, | ત્રી. ધો. | ,, ,, | ૦—૮—૦ | ૦—૦—૬ |
| ,, | ,, | ચો. ધો. | ,, ,, | ૦—૧૪—૦ | ૦—૧—૦ |
| ,, | ,, | પાં. ધો. | ,, ,, | ૧—૪—૦ | ૦—૧—૦ |
| ,, | ,, | છ. ધો. | ,, ,, | ૧—૧૨—૦ | ૦—૨—૦ |

કાઠિઆવાડ ઈલાકાનો—મું ઈ.—હિં.—એ. ખં.—યુ. ખં—આ. ખં—અ. ખં—પૂ. ગો—પ. ગો—એ. વિગેરે નકશા જો કોઈ છૂટા મંગાવે તો દરેકની કિંમત આઠ આઠ પાઈ તથા પોસ્ટેજ છ છ પાઈ. ઉપરની તમામ નોટો માટે દસથી વધારે મંગાવનારને પોસ્ટેજ માફ ને સેંકડે દશ ટકા કમીશન પચાસથી વધારે મંગાવનારને પોસ્ટેજ માફ ને સેંકડે પંદર ટકા કમીશન મળશે.

ફક્ત નકશા છુટક દશથી વધારે લેનારને પોસ્ટેજ માફ ને સેંકડે દશ ટકા કમીશન મળશે. આ નોટો કેવી ઉપયોગી ને ક્યાં તે તે વિગેરે માટે સન ૧૮૮૭ના અક્ટોબરનું તથા સન ૧૮૮૮ના જાનેવારી, ફેબ્રુઆરી ગુ. શા. પત્રની જાહેર ખબર વાંચવી. ઉપરની નોટો તથા નકશા અમારી પાસેથી તથા મુંબાઈ ઈલાકાના મુખ્ય મુખ્ય સ્થળોમાં અમારા એજંટો પાસેથી રોકડી કિંમતે મળશે. ઉધાર મંગાવવાની તસ્દી તો [illegible] લેવીજ નહિ. ખુલાસો જોઈએ તેણે રીપ્લાઈ કાર્ડથી લખવું.

પ્રાંત કાઠિઆવાડ. | પ્રસિદ્ધ કર્તા. મોણપુર સ્કૂલ મા. કુંવરજી મગનજી તથા ચિતલ તાલુકા સ્કૂલ માસ્તર છગનલાલ મોતીરામ.